ॐ

# ॥ श्री परमात्मने नमः ॥

શ્રી નવીન—ખાસ વૈષ્ણવોને માટે—

# સત્યનારાયણ સંગીત કથા.

---

રચી પ્રસિદ્ધ કરનાર


## પ્રાણશંકર સદાશંકર રાવળ.


દુહો.

હરી ભગતકે તીન ગુણ, હરકોય લાગે પાય,
ખાનેકુ મીષ્ટાન મીલે, આખર વૈકુંઠ જાય.




મુ. અમદાવાદ—નવતાડ.

---

સંવત ૧૯૬૦. સને ૧૯૦૪.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

કીંમત ૦-૪-૦ ચાર આના.

## ☞ સુંદર સંગીત શીક્ષણ શાળા.

મનુષ્ય જન્મ ધરી સંગીત વિદ્યા સંબંધી કંઇ પણ જ્ઞાન ધરાવતો નથી તે એક પશુ કરતાં પણ અધીક મુર્ખ પશુને યોગ્ય છે, કારણ કેટલાંક પ્રાણીઓ પણ પોતાના આત્માને જોખમમાં નાંખીને પણ તેમાં તલ્લિન થઇ એકાગ્ર વૃત્તિથી શાન્ત બની આનંદ મેળવે છે તો આપણામાં કંઇ પણ ઉત્સાહ અને ખંત નહી આવે કે જે આવી મનોવેધક અમુલ્ય મહાન વિદ્યા પવિત્ર વેદનું એક રૂપ અંગ જે ગાંધર્વ વેદથી આ વિશ્વમાં વિખ્યાત છે. તેને પ્રાપ્ત કરવા હીન ભાગ્ય રહીશું કેટલાકો એમ પણ કહે છે કે આપણને આ વિદ્યા સાધ્ય કરવી ઘણી કઠણ છે અગર આવડી શકશે નહી આ સમજવું તેઓનું ભુલ ભરેલુ છે. કારણ જો કોઇ ખરો ગુરૂ શોધી કાઢી પરિશ્રમ કરે તો શા માટે ન આવડે, પરંતુ અફસોસ કે આજ કાલ અપુર્ણ શીક્ષકો સેંકડો બહાર પડેલા છે, અને તેમાં આંખો મીંચી વગર તપાસે શીખાઉ શોખીનો સપડાઇ જઇ પસ્તાવામાં પડે છે. પરમાત્માએ આપણને જોવાને અને જાણવાને તથા જ્ઞાન આપેલાં છે તો પ્રત્યક્ષ જાતી અનુભવ લઇ કામ કરે તો અવશ્ય તેમની ઇચ્છાઓ પુર્ણ થાયજ કહ્યુ છે કે? પાખબીન કટેને પંથ બાહુ બીન હટેન દુરીજન તપ બીન મીલે ન રાજ, ભાગ્ય બીન મીલે ન સજ્જન ગુરૂબીન મીલેન જ્ઞાન, દ્રવ્ય બીન મીલે ન આદર, પીયુ બીન કોન સીંગાર મેઘ બીન લવે ન દાદુર કવી ગંગ કહે સુન શાહ અકબર, આણ ફીરાવે સોઇ નર બાહાદુર એ પ્રમાણે કાઈ પણ સત્ય ગુરૂનો તમે આશ્રય લેશો તો દરેક કાર્યમાં સિદ્ધિ પામશો, આર્ય મહાશયો? તમારે કોઇ પણ જાતનાં વાજીંત્ર શીખવાનો જો ખરો શોખ હોવાનો ટુંક સમયમા થોડા ખરચે પુરતુ જ્ઞાન મેળવવું હોય તો અમદાવાદમાં પાનકોરને નાકે મી. સુંદરલાલ ગીરધરલાલ પરદેશી કે, જેઓ ઘણા જુના વખતના અભ્યાસી અને અનુભવી સંગીત વિદ્યામાં કુશળ છે માટે તેમની મુલાકાત લેવા ચુકતા નહી. એવી મારા દેશી બંધુઓ પ્રત્યે ભલામણ છે લી. મેજીક પ્રોફેસર-હરીલાલ બી. શરમા. તે સિવાય બીજાં પુષ્કળ સરટીફીકેટો અને માનપત્રો મળેલાં છે પરંતુ સ્થળ સંકોચને લીધે વધુ નહી લખતાં વાંચની માહીતી સારૂ કેટલાંક અત્રે આપ્યાં છે ગડબોરીયાદથી મહારાણા શ્રી ચંદ્રસંહજી લખે છે કે, મને ઘણા વખતથી હારમોનીયા શીખવાનો શોખ હતો,

ૐ

શ્રી જગદિશ્વરાયનમા:



શ્રી નવિન—

# સત્યનારાયણ નાટક.

## અંક ૧ લો.

સ્થળ—રંગભુમી.

સુત્રધાર—જગના નાયક સફળ કરોને કાજ હરીહરા—
કરતા હરતા કૈવલ્યશાલી કરોને જય વિશંભરા—
ભુતાદીનાથ જગનાથ નીરંજન;
જગપતી વિશ્વપતિ નીલકંઠ નીલકંઠ ભજીએ કૃપાળુ ૐ,
દીગંબરા—

અહાહા શી પ્રભુની લીલા ! માણુસ ધારે છે શું ને પ્રભુ કરે છે શું રંકને રાય ને રાયને રંક બનાવતાં પ્રભુને શી વાર આહાહા ઇશ્વરી ગહન ગતીતો ન્યારીજ છે.

અરે ! ( જરા ચમકયા જેવો ડોળ કરીને ) આ શું ? આ શું

સંભળાય છે ? અવાજ તો વ્હાલી નટી જેવો લાગે છે લાવ સાંભળું તો ખરો વખતે માહાપ્રભુની આકાશવાણી પણ હોય.

( કહી કાન આગળ હાથ રાખી સાંભળવા જેવો ડોળ કરી ઉભો રહેછે. )

નેપથ્ય— ગીતી.

લીન થયા ભક્તિમાં પાત્રજનોને સજાવિયા મેં તો;
શ્રોતા જન સમજાવી, તસ્દી લેશો પ્રધારવાને તો.

વાહ અવાજ તો વ્હાલી નટીનોજ લાગે છે ખરે ઇશ્વરી લીલાના વખાણ કરતાં જે કામે આવ્યો છું તે તો ભુલીજ જાઉછું ખરે પ્રભુ ભક્તિ તેવીજ હોય છે, નૃસિંહમેતા જેવુંજ આજે મારે પણ થયું અહો આર્યો સુજ્ઞ શ્રોતાજનો આજે હું આપની સમક્ષ શ્રી નવીન પરમકૃપાળુ પ્રભુ સત્યનારાયણનો અલ્પ ખેલ ભજવવાની રજા લીઉછું ને તેમાં જે કાંઇ ભુલચુક થાય તેની હું આપણી પાસે માફી માંગુછું નમસ્કાર.

( કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—અયોધ્યા પાસેનું નૈમીશા અરણ્ય.**

શૌનકાદી રૂષિ વિગેરે.—

માયા માંહી મોહી શું રહ્યો છું જીવડા,
નહિ સુખ આ સંસારમાં છે આખરે પીડા. ૧
એક દીન વે'લું મોડું જાવું તો ખરે,
ઝાંઝી જગડાના ભયથી ક્યાં છૂટવું અરે. ૨

હું પદ વાદળમાં ઘેરાઇ આંધળો થયો,
ભુલવણીમાં પ્રભુ પીતા, ને ભુલી ગયો. ૩
જગતમાં જન્મ્યોછું જીવડા એકલડો અરે,
જમકીંકરના મારથી ક્યાં છુટવું ખરે. ૪
પ્રાણુલાલને પ્રભુજી મોક્ષ આપજો,
પાપ ઘાણીમાં પીલાતો બચાવજો. ૫

**શૌનક રૂષિ**—હે મહા મુની આજે કેટલાક દિવસ થયા પણ મારા મનની શંકા દુર થતી નથી તે આપ કૃપા કરી દુર કરશો એવી આશા રાખું છું.

**સુત પુરાણી**—હે શૌનક મુની તમારા મનને જે કાંઇ શંકા ઉત્પન્ન થઇ હોય તે મને જણાવો મારાથી થશે તો હું દુર કરી શકીશ.

**શૌનક**—શંકા તો એકે કીયું વૃત અથવા તપ કર્યાથી વાંછીત ફળપ્રાપ્ત થાય તે કૃપા કરી જણાવો.

**સુતજી**—હે શૌનક રૂષી એમાં તમે મને શું પુછ્યું એવીજ શંકા કોઇ કાળને વિષે દેવ રૂષી નારદજીને પણ થઇ હતી અને તે ગને વૈકુંઠમાં શ્રીકૃષ્ણજીને પોતાની શંકા દુર કરવાને પુછ્યું હતું અને તેનો જવાબ જે શ્રી પરમ કૃપાળું પ્રભુએ આપ્યો હતો તે તમો કહેતા હોતો કહી સંભળાવું અગર મંત્રના બળે કરી પ્રતક્ષ બતલાવું કે જેની અંદર મહા પ્રભુએ આ મૃત્યુ લોકમાંના રંક પ્રાણીઓને કેવી રીતે તાર્યા છે.

**શૌનક**—વાહ વાહ ! ત્યારે તો ઠીક સાંભળ્યા કરતાં નજરે જોવું તે વળી વધારે સારૂં અમારાં એવાં ધન્ય ભાગ્ય ક્યાંથી કે પરમાત્માની લીલા નજરે જણાય.

૧—રૂષી—વાહ વાહ ! ત્યારે તો હવે ઠીક ગમત આવશે આપણી જોડે આ સુજ્ઞ શ્રોતાજનો પણ પ્રભુની લીલાને નીહાળશે.

સુતજી—ચાલો ત્યારે આપણે આ વૃક્ષ નીચે બેસી પ્રભુની લીલા તથા મંત્ર પરીક્ષા નીહાળીએ ( એટલું કહી સર્વ રૂષી મંડળ વૃક્ષ નીચે બેશે છે. )

---

## પ્રવેશ. ૨ જો.

સ્થળ— રસ્તો

( નારદ હાથમાં વીણા લઇ ગાતા ગાતા પ્રવેશ કરેછે. )

નારદ— સોરઠ.

રટવું નારાયણનું નામ, કરવું સદા અહો શુભકામ;
અંતે છે જીવને આરામ, પામવું મુક્તિપદનું ધામ,
સ્મરણ સદા પ્રભુનું કરવું;
ધ્યાન રૂદેમાં તેનુંજ ધરવું, હે મુક્તિ ઘનસ્યામ. કરવું.

આહાહા આશું ! શી ગરીબડા મૃત્યુ લોકોની દશા નીરખનીઆ ધનવગર કેવા આમથી તેમ અથડાયા કરેછે ! કેટલાક ખાલી લોભમાં પડી ધન મેળવવાના કેવા પ્રયત્ન કરે છે ! કેટલાકની આશા અધ્ધર ટંગાઇ રહી છે કેટલાક વાંઝીયા સંતાનની પ્રાપતી માટે કેવા ફાંફાં મારી રહ્યા છે કેટલાક અભીમાનના હાથી ઉપર બેસી નીર અપરાધી ગરીબોને કેવા ઠગે છે કેટલાક પોતાના સ્વાર્થે સારૂ કંગાલ ગરીબોના ગળા રેંસવામાં કેવા મસ્ત બની રહેલા છે અરે આખરે તેઓની શી દશા થવાની પાપના પોટલા બાંધી અંતે નર્કમાંજ પડ-

વાના આહાહા મૃત્યુ લોકોની શી દશા જીવતાં દુઃખમાં જીંદગી ગા-
ળવી ને મર્ણું પછી નર્કમાં પડવું. ખરે તેઓની દશા દયા ઉપજાવે
તેવીજ છે આજે કેટલાક વર્ષે આ મૃત્યુ લોકની ભુમીપર હું આવ્યો
છું ને તેઓનું દુઃખ જોઇ મારૂ હ્રદય ચીરાઇ જાય છે તેઓ દુઃખ-
માંથી કેવી રીતે મુક્ત થાય ને નર્કના કુંડને બદલે વૈકુંઠમાં જાય તે
વિચાર ઘણા દીવસથી મારા સુદ્ધ અંતઃકરણમાં ધોળાયા કરે છે પણ
ઉપાય જડતો નથી તેથી લાચાર થવું પડે છે અરે પણ! + + +
(જરા વિચારમાં પડયા જે બેડોળ કરી) ઠીક ઠીક યાદ આવ્યું ફર-
તો ફરતો વૈકુંઠમાં પ્રભુ પાસે જાઉં ને તેમને મૃત્યુ લોકની દુઃખી
હાલત કહી સંભળાવું ને તે લોકો મોક્ષપદને પ્રાપ્ત થાય તેવો કાંઇ
ઉપાય કરાવવાનું ચાલ્ર જાઉં ત્યારે

(કહી ચાલ્યા જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—વૈકુંઠ.

(માહા પ્રભુ સુખ શયા પર પોઢયા છે ત્યાં નારદ આવે છે.)

નારદ—(માહા પ્રભુને જોઇ સ્વગત.)

છે કાંઇ ફીકર કેવા સુખ શૈયા પર પોઢયા છે જગતના ગરી-
બડા લોકોના દુઃખ તો જાણે ભુલીજ ગયા હોય ને ખરે. જગત
પીતા જાણ્યા છતાં નીદ્રામાં ક્યાં સુધી પોઢયા રહેશો દુઃખી લોકો
દુઃખમાં પીડાય છે તેમના પર દયા કરો લાવ સ્તુતી કરી જગાડું.

નારદ— (દાદરો.)

જગતના પીતા પ્રભુ, વિનતી ઉર ધારજો (૨)

ઉદય અસ્ત જાણનાર ભક્તને ઉગારનાર,
કષ્ટ કાપજો— જગત.
સ્મરણ હર ઘડી કરૂં શીશ ચરણુમાં ધરૂં;
રંક ભક્ત જાણજો— જગત.

હે જગત પીતા પરમ કૃપાળુ પરમેશ્વર તમો આદી મધ્ય ને અંત્ય આ ત્રણ વર્ગ નીરગુણ છતાં ભકતોની પીડા મટાડવાને સગુણ થવાને આપ સર્વથી પહેલા છો ને ભકતોના દુઃખ દુર કરોછો.

( આ પ્રમાણે નારદજીએ કરેલી સ્તુતી સાંભળીને શ્રી ભગવાન વિષ્ણુ નારદજીને કહે છે. )

**ભગવાન**—હે નારદ રૂષી તમો શો હેતુ મનમાં લાવી અહીં આવ્યા છો?

( એવું શ્રી ભગવાનનું વાકય સાંભળી નારદ કહે છે. )

**નારદ**—કરૂં વિનતી દેવ મોરારી, થઈ શંકા મુજને ભારી;
ગયો મૃત્યુ લોકની માંહી, દીસે સર્વ જન દુઃખ દાઇ,
છે દશા અતી દુ:ખીયારી—
અનેક યોનીમાં જન્મ ધરીને, કરે પાપ પેટ ભરીને,
સોધે મોક્ષ ગતી સુખકારી—
તે જનોના દુઃખ હરવાનો, કહો સહજ ઉપાય કરવાનો;
હોય કૃપા પ્રભુજી તમારી—

હે પ્રભુ એ લોકો દુઃખમાંથી મુક્ત થાય તેવો કાંઇ ઉપાય કૃપા કરી બટલાવો.

( એવું નારદનું ભાષણ સાંભળી ભગવાન કહે છે. )

**ભગવાન**—હે પુત્ર નારદજી તમે ઘણીજ સારી વાત મ્હને પુછી પણ જુઓ સાંભળો.

લોકો બધાં ભુલોકના, પાપે કરી પીડાય છે;
દેહી તણા દુઃખો નીહાળી મુનેતો દુઃખ થાય છે.
જેવાં જેવાં કર્મ કરે, ફળ તેને અપાય છે;
દયા દાન ને દીનતાથી, તે જનના કષ્ટ કપાય છે.

**ભગવાન**—હે નારદજી તે લોકો પોતાના કર્મે કરીજ પીડાય છે જેવાં કર્મ કરે છે તેવા તે લોકોને મારા ન્યાય દરબારમાંથી ફળ અપાય છે.

**નારદ**—દયાળુ પ્રભુ દીકરાઓના ગુન્હા બાપ ક્ષમા કરે છે તો આપ જગત પીતા જ્યારે તેઓના દુઃખ નહી હરો તો તે દુઃખી લોકો અતી દુઃખ પામશે.

**ભગવાન**—હે નારદજી તમારો ઘણો આગ્રહ જોઇ તે લોકો દુઃખમાંથી મુક્ત થાય તેનો રસ્તો બટલાવું છું તે જુઓ સાંભળો કે સત્ય નારાયણ દેવનું વ્રત ઉત્તમ પ્રકારે ને વીધી યુક્ત કર્યાથી માણસ તત્કાળ સુખ પામશે અને દેહ છુટ્યા પછી મોક્ષ પદને પ્રાપ્ત થશે.

**નારદ**—ખરે મહા પ્રભુ આપની ગતી ગહનજ છે હવે કૃપા કરી તે વ્રતની વીધી કેવી હશે અને તે વ્રત ક્યારે કરવું તે કહો.

**ભગવાન**–સૌભાગ્ય સંતતી વિજય વધારે, કરાય મનમાં આવે ત્યારે;
શ્રધાને ભક્તિ ધરી બહુ મનમાં, બ્રાહ્મણ સ્નેહી મળી સૌ ઘરમાં.
સાયંકાળે પુજન કરવું, નૈવેદ શ્રેષ્ટ સવાયું ધરવું;
ખાંડ ગોળમળી આવે એવાં, વાના સર્વ સવાયાં લેવાં.
કરી પ્રસાદ પ્રભુને ધરવો, બ્રાહ્મણ તૃપ્તદાન દેઇ કરવો;
મળે તુરત મન વાંચ્છીત તેને, અન્ય સુલભ કળીમાં નથી એને.

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—કાશી ક્ષેત્ર પાસેનો રસ્તો.

**દ્રારીદ્રી બ્રાહ્મણ—**

દ્રારીદ્રના દુઃખથી હવે તો, હરી હુંતો અકળાંણોરે;
ભીક્ષા કાજે રખડું સઘળે, મુઠી મળે નહિ દાણોરે.
ભુખના ભડકા ઉઠે હ્રદયમાં, એ દુઃખ મોહું જાણોરે;
દુઃખના રણુમાંથી દીનબંધુ, હાય હવે તો ઉગારોરે.

અરે વાંક કોનો કાઢું જ્યાં વિધાત્રીએ અવળા આંક માંડયા હોય ત્યાં શું કરવું આજે ત્રણ દીવસના અપવાસનો થયા છે તેમાં વળી પ્રાતઃકાળે ઘેરથી નીકળતાં મુઠી દાણા મળ્યાતા તે પણ દુષ્ટ લોભીદાસે ધપ્પો મારી લઇ લીધા અરે ચંડાળ લોભીદાસ તારૂં સત્યાનાશ જજો કે ત્રણ દીવસના ભુખ્યા બ્રાહ્મણની મુઠી લઇ લીધી અરે શું કળીકાળની ખુબી ભીખ માંગતાં પણ પેટ પુરૂં ભરાતું નથી હવે તો હે દયાળુ પ્રભુ હદ થઇ મુજ ગરીબડા બ્રાહ્મણ ઉપર દયા કર અરે મ્હેં આ નાશ વંત દુનીયામાં જન્મ લઇ શું સુખ ભોગવ્યું હે પ્રભુ મારા કૃત્ય સામું ન જોતાં દયા લાવી દુઃખમાંથી મુક્ત કરો લાવ જરાવાર બેશી શાંન્ત મને પ્રભુની પ્રાર્થના કરી ઘેર જાઉં.

( કહી કીનારે બેસે છે ને ભગવાન ઘરડા બ્રાહ્મણનું રૂપ લઇ આવે છે. )

**ભગવાન**—હે બ્રાહ્મણ ! અત્યંત દુઃખીત એવો તું આ પૃથ્વી પર શા સારૂં ફરે છે ? તારૂં વૃતાંત સાંભળવા હું ઇચ્છા રાખું છું માટે હે શ્રેષ્ટ બ્રાહ્મણ મને કહે.

**બ્રાહ્મણ**—હું ગરીબ બ્રાહ્મણ અત્યંત દરીદ્રી છું તેથી ભીક્ષા મા-

મત્રા સારૂ આ પૃથ્વીપર ફરૂં છું હે પ્રભો જો મારૂ દરીદ્ર દુર થાય એવો કાંઇ ઇલાજ આપ જાણતા હોતો મુજ ગરીબ બ્રાહ્મણપર કૃપા કરી જણાવશો.

**ભગવાન**—હે ગરીબ બ્રાહ્મણ શ્રી સત્યનારાયણ નામના વિષ્ણુ દેવે ઇચ્છેલું વ્રત આ ઘોર કળીયુગને વિષે પુજન કર્યાથી ઇચ્છિત ફળ આપનાર વાળું છે માટે હે બ્રાહ્મણ તું એ સત્ય દેવનું વ્રત તથા પુજા સારી રીતે કર કે જે કર્યાથી માણસ સર્વ દુઃખથી મુકત થાય છે.

( એટલું કહી ચાલતા થાય છે—અંતર ધ્યાન થયા. )

**બ્રાહ્મણ**—એ ઘરડા બ્રાહ્મણે કહેલું વ્રત હું ક્યારે કરીશ નક્કી કાલેજ કરૂં ભીક્ષામાંથી જે કાંઇ મળશે તે બધું શ્રી સત્યદેવના વ્રતમાંજ ખરચું ચાલ જાઉં હવે સંધ્યાકાળ તો ક્યારની પડી ગઇ છે.

( કહી ચાલ્યો જાય છે )

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—કાશી ક્ષેત્ર પાસેનું જંગલ.

( કઠીયારો લાકડા વીણે છે એટલામાં હાથમાં કાંટો વાગવાથી કંટાળી જાય છે ને લાકડું પછાડી ઉભો થાય છે ને પોતાનુ દુઃખ વરણવે છે.)

**કઠીયારો**—અરે પરભુ મજ હરખા દખીયારાને દખ ક્યાં લુધી દીધા કરશો ખરે પડતા પર પાટુ મજ હરખા દખીયા પરજ પડેશે. આ પરથવી ઉપર મજ હરખા દખીયાઓ ચેટલા દખ પામતા અહે ખરે મજ હરખાઓના કપાળમાં વેરણ વધાત્રીએ અવળા આંકજ માંડેલા હવે પરભુ મહરાજ કરે તે હાચુ દખમાં જંદગી પુરી કરહું.

દુખના રણમાંથી દેનબંધુ હાય હવે મને મુક્તકરો—
હઁકરમાં હઁરણે આવેલાની વેનતી ઉરમાં આપ ધરો—
એ ધરાં વેણતાં વાજ્યો રે કાંટો—
કોને કહુ દુખ કાઢીને ધાંટો—
વૈતરૂ કરતાં મળતો નથી આરો— દુ૦

કઠીઆરો—ખરે મજ હરખા દુખી આઓ આ પરથવી ઉપર મજ પેઠે રોતાજ અહે.

( એટલું કહેતાં કહેતાં નીરાસ થઇ લમણે હાથ દઇ ઉદાસીમાં બેઠો બેઠો વિચાર કરે છે ત્યાં દારીદ્રના દુઃખમાંથી મુક્ત થએલો બ્રાહ્મણ પ્રભુના વખાણ કરતો આવે છે. )

બ્રાહ્મણ—ધન્ય ધન્ય દીવસ હવે સુખના થયા; ( ૨ )
આગલા દીન આગલા દીન દુખના ગયા.
પ્રભૂ મને સાજ્ઞ તો થયા—

આહા શી પ્રભુની ગહનગતી દયાળુ પ્રભુએ મુજ ગરીબડા બ્રાહ્મણ સામું જોયું તો ખરૂં વાહ ! પ્રભુની લીલાતો ન્યારીજ છે. ચાલ જાઉ હવે કારણ કે આજે પુર્ણીમા હોવાથી મહા પ્રભુનું વ્રત કરવાનું છે ને સાંજ તો પડવા આવી.

( એટલું કહી ચાલવા માંડે છે એટલામાં દુઃખી કઠીઆરા પર નજર પડવાથી અચકીને. )

અરે કોઇ મ્હારા જેવોજ દુઃખી જણાય છે લાવ તેની પાસે જઇ સુખી થવાનો રસ્તો બતલાવું.

બ્રાહ્મણ—અરે દુઃખી માણુસ તુ કોણ છે ? આ જંગલમાં શા સારૂ બેઠો છે મ્હને તો ખરે તુ દુઃખીજ લાગે છે.

કઠીયારો—(ઓચીતો વિચારમાંથી જાગૃત થઇ ઉભો થઇ બે હાથ જોડીને) ખરે મહરાજ હું દખીઓજ સું એંધરા વેણુવાને આ વગડામાં રખડુ શું દહ દનથી તાવ આવે શે પણુ એંધરાં વે-ણુવાને આવવું પડેશે મજુરી કરતાં પણુ પેટ પુરૂ ભરાતું નથી.

બ્રાહ્મણ—ભાઇ મારી પણુ તારા જેવીજ દશા હતી તે શ્રી સત્ય દેવના પ્રસાદથી સુખીઓ થયોછું આજે પણુ મારે તે વ્રત કરવાનું છે માટે તું હરકત ન હોય તો મારી સાથે ચાલ હું તને તે વ્રતની સર્વે વીધી બતલાવું ને પ્રભુનો પ્રસાદ પણુ જમાડીશ.

કઠીયારો—ભલે મહરાજ ચાલો તારે તમારી હાથે આવુંછું પરહુ તમારૂ ભલું કરહે.

(એટલું કહી બંન્ને જાય છે.)

---

## પ્રવેશ ૬ઠ્ઠો.

### સ્થળ—રસ્તો.

માણેકચંદ—કપુડચંડ આજ કાલ માડા બેતાની લગનની ઢાન મધુગ ખુબ ચાલે છે.

કપુરચંદ—માનેકચંડ ટમાડુ કહેવું ખડુ છે માડે પણુ હવે માડા ઓધડીયાના લગન કડવાના છે માટે ઠોડા ઘણા રૂપીયાની મડડ કડશો ?

માણેકચંદ—કપુડચંડ રૂપીઆ જોઇટા હોયટો એક મહીનાની સબુડ ખમો ટો આપુ કાડણ કે પેલા નખોડશાને ત્યાંથી રૂપીયા હજાડેક આવવાના છે.

કપુરચંદ—એક મહીનાની સણુકરો માડાથી ન ખમાય ઘડ-માં ઓઘડીયાની આ ભણીયા લે છે.

માણેકચંદ—ટાડેરો બીજો કાંઇ સવડ કરી લ્યો.

કપુરચંદ—ઠીક છે ઓઘડીયાની ગાને સમજાવીશું લો ચાલો તાડે

( કહી ચાલ્યા જાયછે ને કઠીયારો ભારો માથે મુકી આવે છે)

કઠીયારો—આહાહા હું દયાળુ પરભુની મેહેર કે આખા મન-ખામાં નહી ખાધેલું ખવાડયું હું પેલા ગળા ગળાની મઝા ઝીનો તો જાણે પારજ નહી શી ઇશ્વરની કળા હું પણ તે મહારાજ જેવુંજ કરૂં આજે ઍધરાંના ભારાના જે પૈસા આવે તે બીજા કામેનો ખરચ-તાં દયાળુ પરભુના વરતમાંજ ખરચીશ દયાળુ પરભુ મ્હારાજ મજ ગ-રીબડાપર દયા કરી દઃખમાંથી છુટકો કરજો ઍધરાં લેવાશે ઍધરાં.—

( કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ—ભદ્રસીલાનદી અને સત્યપુજા

ઉલ્કામુખને પ્રમુગ્ધા વિગેરે—

જય જગતપતી કરીએ વિનતી મોક્ષપદ પામવાને
કરીએ આ કૃતી,
સકળ વિશ્વમાં શ્રેષ્ટ ગણાતા સત્ય પ્રભુ દાતાર,
ધરીએ પ્રીતે ધ્યાન તમારૂં મળવા વૈકુંઠ દ્વાર;
આ પુજા સ્વીકારી લેજો સામળીયા સરદાર,
પ્રાણુ પ્રભુજી માગીએ મુક્તિ એજ અર્જ નીરધાર.

પ્રમુગ્ધા—પ્રાણનાથ પેલું સામેથી કોઇ વ્હાણુ આવતું જણા-

શ છે મ્હને લાગે છે કે તે આપણી તરફજ આવે છે.

ઉલ્કામુખ—વ્હાલી તાહરૂં કહેવું ખરૂં છે તે કોઇ વેપારીનું વ્હાણ જણાય છે.

ગોર—મ્હારાજા પ્રભુનું પુજન કરતાં આડી આવળી નજર ના કરવી જોઇએ પ્રભુ ભક્તિ એક ચિત્તથીજ થાય છે.

ઉલ્કામુખ—ગોર મ્હારાજ આપણું કહેવું સત્ય છે કે પ્રભુ ભક્તિ એક ચિત્તે કરવી પણ આપણે દયાળુ પ્રભુની પુજા તો કરી પરવારી ગયા છીએ ફક્ત આરતી બાકી છે તે ચાલો ઉતારીએ.

( આગ વાનો કરે છે એટલામાં વ્હાણ કીનારે આવી ઉભું રહે છે ને તેમાંથી સાધુ નામે વાણીયો નીચે ઉતરી જ્યાં રાજા તથા તથા રાણી સત્યદેવનું વ્રત કરતાં હતાં ત્યાં આવી દંડવત કરી પુછવા લાગ્યો. )

રાજેંદ્ર કહોને આ શું આપ કરો છો,
કહો ધ્યાન પ્રીતે દીલમાં કોનું ધરો છો;
કહો ફળ આનું શું હશે દયા દીલ આણી,
બતલાવો મુજને રાય ઉલટ આણી;

સાધુ વાણિયો—હે મ્હારાજ આપ ઘણી ભક્તિથી આ વખતે શું કરો છો આમ કર્યાથી શું ફળ પ્રાપ્ત થતું હશે તે કૃપા કરી જણાવો.

ઉલ્કામુખ—હે વેપારી શ્રી સત્યદેવ કે જેના મહીમાનો પાર ન આવે એવા તેજસ્વી તેમનું પુત્રતા ધન ધાન્ય સંપતી મળે એ હેતુથી આ મ્હારા સ્નેહીયોની સાથે વ્રત કરૂં છું.

સાધુ વાણીયો—હે મહારાજ હું નીશ્ચય આપણા કહેવા પ્ર-

આણે શ્રી સત્યદેવનું વ્રત કરીશ કારણ કે મ્હને પણ સંતતી નથી માટે જરૂર તે વ્રત કરીશ મ્હારાજા હવે હું રજા લૌઉં છું આપણો ઉપકાર નહી ભુલું.

( કહી વાણીઓ હંકારી ચાલતો થાય છે. )

ઉલ્કામુખ—ગોરમ્હારાજ હવે આરતીની કેટલી વારછે ? આજે વખત ઘણો થઇ ગયો છે.

ગોર—મ્હારાજ આપ પેલા વેપારી સાથે વાતમાં રોકાણા તેથી વખત ગયો પણ લ્યો આરતી તૈયાર કરીનેજ મુકેલી છે ચાલો ઉતારો.

( કહી રાજા તથા રાણી આરતી ઉતારે છે ને સઘળા ઉભા થઇ ગાય છે )

રાજા રાણી વિગેરે—

જય સત્યદેવા જય સત્યદેવા,<br>
સ્તુતિ કરીએ તમારી, કરીએ સદા સેવા; જય જય દેવા—<br>
સાક્ષી તમે સર્વત્ર સત્તા થકી વ્યાપો. (૨)<br>
કૃપા કરી સેવકપર મતી નિર્મળ આપો. જય જય૦<br>
પ્રભુ છો પરમ કૃપાળ કાર્ય, સફળ કરશો; (૨)<br>
કૃપાનિધી કરૂણા કરી, પાપ ક્ષમા કરશો. જય જય૦<br>
એક અખંડ અનંત, અજરામર સાચા; (૨)<br>
પ્રાણ પ્રભુ ગુણગાવા, નવચાલી વાચા. જય જ૦

## પ્રથમ અંક સમાપ્ત.



# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—સાધુ વાણીયાનું ઘર.**

( સાધુ વાણીયાની સ્ત્રી લીલાવતી વિચારમાં બેઠી છે ત્યાં સાધુ-વાણીયો આવી પુછે છે.

**સાધુવાણીઓ—**હે પ્રીય આજે તું શા વિચારમાં બેઠી છે? તારા કમળ મુખપરની લાલી આજે કયાં ઉડી ગઈ છે? તારા મુખમાંથી નીકળતું મધુર ભાષણ આજે કેમ બંધ થઈ ગયું છે? અરે મધુર ભાષ્યણી ઉંડા નીશાશા શા સારૂ નાંખે છે? શું મારા પરદેસ ગયા પછી કોઇએ તને દુભી છે? અરે વિચાર સાગરમાં ડુબી ગએલી પ્રીયવંદા શા સારૂ જવાબ આપતી નથી?

**લીલાવતી—**પ્રાણનાથ વિચાર શા વળી એતો ઘણા દિવસે તમે આવ્યા તેથી સહજ એમ લાગતું હશે.

**સાધુવાણીયો—**નાના ખરે આજે તું કાંઇ વિચારમાંજ પડેલી મ્હનેતો લાગે છે.

**લીલાવતી—**સ્વામીનાથ દરેક મનુષ્ય માત્રને વિચાર હોય છે તો મ્હને કેમ ન હોય?!

**સાધુવાણીયો—**કારણ વગર કાંઇ વિચાર સુજતાજ નથી માટે હે પ્રીય સાચે સાચું કહે કે શા કારણથી તું વિચારમાં પડી છે.

**લીલાવતી—**સાચું શું કહેવડાવો છો મને જે વિચાર અત્યારે ઉત્પન્ન થયા છે તે વિચાર આપને પણ કોઇ વખતે થતાજ હશે,

અત્યારે આપ કદાચ સરવ સુખી થયા હશો.

**સાધુવાણીયો**—તે કયો વિચાર વારૂ ? કહે તો ખરી અ-ત્યારે મને કાંઇ સાંભળવું નથી.

**લીલાવતી**—ન સાંભળવું હોય તો જુઓ સાંભળો.

વાત કહું વિચારની હું સ્વામી તમને પ્રીતથી,
પુત્ર કે પુત્રી સ્વામી, ભાગ્યમાંજ શું નથી;
પુર્વે આપણેજ સ્વામી, પાપ શા કર્યાં હશે,
વાંઝીયા મેણુંજ અંતે જગતમાંહી રહી જશે.

**સાધુવાણીયો**—વ્હાલી તે વિચાર તો મારા હ્રદયમાં પણ કે-ટલાક દિવસથી ઘોળાયા કરે છે, પણ ઉપાય શો પ્રભુએ ધાર્યું હશે તેમ થશે.

**લીલાવતી**—દયાળુ પ્રભુ શું આપણા ઉપર દયા નહીજ કરે? અરે દયાળુ પ્રભુ આશાના સમુદ્રમાં કયાં સુધી ડુબાડી રાખશો પુત્ર નહીનો પુત્રીનો પણ શું તમારા ન્યાઇ દરબારમાં ટોટો પડી ગયો છે ખરે મુને તો એમજ લાગે છે.

**સાધુવાણીયો**—અરે હારે હા વ્હાલી ફીકર શાસારૂ કરે છે સંતતી પ્રાપ્ત કરવાનો ઉપાય ભદ્રશીલા નદીને તીરેથી ઉલ્કામુખ રા-જાએ મુને કહ્યો છે અને તે એકે શ્રી પરમકૃપાળુ સત્યદેવનું વરત વિધીયુક્ત કર્યાથી સંતતી પ્રાપ્ત થાય છે તો આપણે પણ કાંઇ સંત-તી થશે તો શ્રી સત્યનારાયણ દેવનું વરત કરીશું.

**લીલાવતી**—તે વરતની વીધી કેવી છે પ્રાણનાથ ?

**સાધુવાણીયો**—જો સાંભળ.

સત્ય વરતને કારણે રહેવું આપવ્યારી,

સંધ્યા સમયે ભાવથી ભજવા અવીનાશી;
બ્રાહ્મણુ સહૅકુટુંબને બોલાવવા નીરધાર;
પુજન કરવું પ્રેમથી સત્યદેવનું સાર.

**લીલાવતી**—ત્યારે આપણે પણુ તે વ્રત કરીશું.

**સાધુવાણીચો**—ઠીક છે તે વખતે વાત.

**લીલાવતી**—હે સત્ય પ્રભુ અમને સાજા થજે વાંઝીયા મેણું હમારૂં ભાગજે.

દે સત્યનારાયણુ સાજા,
કરગરી કહું આ વાર;
દીન અબળાની પુરો આસ.
પુત્ર કે પુત્રી દોને હમને, મનહું અરપણુ કરીશ તમને-
સાચા વિભુજી તમે છો દેવા, નીત્ય કરીશું તમારી સેવા-
દે અમને સુખકાર— દે સત્ય૦

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ— રસ્તો.

**જટાશંકર**—કેમ રામશંકર શાસ્ત્રી આજે રસોઇની કેવી સોઇ આવીતી ?

**રામશંકર**—ભાઇ હવે કોઇનું ઉધાર કામ કરવુંજ નહી,

**જટાશંકર**—( સ્વગત ) અરે તારૂં સત્યાનાશ જજો બ્હેરા આખા રસ્તે માંથા કુટાવી નાંખ્યા. ( ચાહન )

નાના શાસ્ત્રીજી જમવાની કેવી મઝા આવીતી વારૂ !

**રામશંકર**—કાલે પેલા બાપડશાને ઘેર જમવા ગયો હતો પણુ

તેનો છોકરો બહુજ ખરાબ કે ધાંટા પાડી પાડી મરીએ પણ સાંભળેજ નહી એવો બ્હેરો છે.

જટાશંકર—ત્યારે તમે ક્યાં પાંસરા છો? જેની આંખમાં કમળો હોય તે આખું જગત પીળું દેખે તેની પેઠે આ મીથ્યા અભીમાની બ્હેરો ઓધડશાના દીકરાનેજ વગોવી મારે છે.

રામશંકર—કેમ જટાશંકર કાંઇ બોલતા નથી દુધપાકનું ઘેન ચઢયું છે કે શું ?

જટાશંકર—બોલાવીને થાકયો પણ બ્હેરા તારા કાનજ ક્યાં ઉધડે છે બોલ શું કહ્યું મેં ?

રામશંકર—શું પેટ ચડયું છે? ચાલો ત્યારે ઝટ પગ ઉપાડો.

જટાશંર—મેર તારા કાન ફુટે બ્હેરા.

( કહી ચાલ્યા જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—સાધુ વાણીઆનું ઘર.

લીલાવતી—સત્ય વ્રત સાચુંજ છે મહા પ્રભુએ વાંઝીઆ મેણુ ભાગ્યું તો ખરૂં પુત્ર નહી ને પુત્રી રત્ન પણ આપ્યું તો ખરૂં અહહા સત્ય પ્રભુ ખરે આ જગતમાં પ્રત્યક્ષ પારખું બતલાવનારાજ છે આજે પતીને કહું કે સત્યદેવનું વ્રત કરે.

( એટલામાં સાધુવાણીયો આવે છે. )

સાધુવાણીયો—વ્હાલી શા વિચારમાં બેઠી છે? લાડકી પુત્રી કલાવતી કયાં ગઇ છે?

**લીલાવતી**—જુઓ પેલી છોડીયો ભેગી રમે ઠીક પણ+++

**સાધુવાણીયો**—પણ શું કહેતાં કહેતાં અચકાય છે કેમ ?

**લીલાવતી**—જુઓ સાંભળો કહું છું.

સુણો પ્રાણપતી અર્જ ઉરધારો,
ભુલ્યા ભુલવણીમાં વ્રતના વિચારો;
આપે કહ્યું હતું કે સંતતી જો થાશે,
કરશું સત્યવ્રત અતી ઉલ્લાશે;
તેહ સત્યવ્રત આપ નથી કરતા,
નથી દેવનું દેવું શે ચુકવતા.

**સાધુવાણીયો**—વ્હાલી તેમાં આટલી ઉતાવળ શા સારૂં કરે છે સાંભળ.

જાણી જાણી ( ૨ ) વાત રહે છાની હો મારી મીઠી હવેરે, છાની.
કલાવતીના લગ્ન પ્રસંગે;
કરશું સત્ય વ્રત ઉમંગે,
હજી વખ્ત ઘણો છે વ્હાલી હો મારી મીઠી હવેરે, છાની

**સાધુવાણીયો**—કેમ શા વિચારમાં પડી આપણે સત્ય દેવનું વ્રત લાડકી પુત્રી કલાવતીના લગ્ન વખતે કરીશું.

**લીલાવતી**—ખરે આપ મ્હને લાહરીઆજ લાગો છો પ્રાણનાથ વિચારો દેવનું દેવું આખરે દુઃખ દાયકજ નીવડશે મહા પ્રભુની આગળ આપનું લાહરીઆપણું જરીએ નહી ચાલે પછી તો જેવી આપની મરજી.

**સાધુવાણીયો**—અરે જારેજા કાંઇ વ્હેમીલી જણાય છે કે શું તે વ્રત તો નક્કી પુત્રીના લગ્ન વખતે કરીશું.

**લીલાવતી**—ભલે તમારી મરજીમાં આવે ત્યારે ફરો મેં તો મારે કહી દીધું.

**સાધુવાણીયો**—તારા વ્હેમ નહી જવાના તું તારે વિચારો ઠ્યાંજ કરજે. ( એટલું કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ.** રસ્તો.

**લલીતા**—ખરે કલાવતી આજે ઠપકો તો દેવાનીજ કારણ કે આજે એનો જન્મ દીવસ હોવાથી વ્હેલા આવવાનું કહ્યું હતું પણ આજે દ્વાદશી હોવાથી ગઇ કાલના અગીઆરશના પારણાં કરતાં વાર લાગી અરે પણ પેલું સામેથી આવતુ કોણ જણાય છે કાંન્તા તો ન હોય મ્હને તો તેજ લાગે છે અશે આવવા દે તે પણ મારી પેઠે મોડીજ જતી જણાય છે ઉતાવળા ચાલવાથી તેનું હૃદય સ્વાસથી કેવું ઉછળે છે.

( એટલામાં કાંન્તા આવે છે )

**કાન્તા**—કેમ બ્હેન લલીતા હજુ કલાવતી પાસે ગઇ નથી કે શું ? અહીં ઉભી ઉભી શા વિચાર કરે છે ?

**લલીતા**—ના બ્હેન હું જવાનોજ વિચાર કરૂંછું પણ તે ઘર આગળ હશે કે બગીચામાં.

**કાન્તા**—ઘેરથી તો તે બગીચામાં ગઇ છે.

**લલીતા**—તુ ઘેર થઇને આવી કે શું !

**કાન્તા**—હા બે ચાલ હવે આવે છે !

**લલીતા**—ચાલ ત્યારે.

( કહી જાય છે ને કલાવતી આવે છે.)

**કલાવતી**—હજુ સુધી કાન્તા તથા લલીતા કેમ નહી આવી હોય મ્હે તેમને કહ્યું તો હતું કે વ્હેલા આવજો પણ કાંઇ કામમાતો નહી રોકાઇ હોય નક્કી તેમજ થએલું વખતે બગીચામાં જાય પણ ઘેર આવ્યા વગર તો ન જ જાય અશે આવી પોકશે (કહી ચાલી જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ— બગીચો.

**લલીતા**—કાન્તા બ્હેન અહીં પણ કલાવતી આવેલી જણા-તી નથી.

**કાન્તા**—તે કાંઇ રસ્તામાં રોકાઇ હશે.

**લલીતા**—ખરે તેમજ હશે પણ જો જો પેલુ કોઇ તેના જે-વુંજ આવતું જણાય છે.

**કાન્તા**—હા છેતો તેજ.

( એટલામાં કલાવતી આવે છે. )

**કાન્તા**—કેમ બ્હેન આટલી વાર લાગી ઘેરથી તો કયારની નીકળીછું.

**કલાવતી**—તમારી રાહ જોવાને રસ્તામાં રોકાઇ હતી પણ આજે કેમવાર થઇ ?

**લલીતા**—કાલની એકાદશીના પારણા કરવા રોકાયાં હતાં.

**કલાવતી**—પારણા કરવાનું મ્હેં તમને કાલે કહ્યું તો હતું કે આરે ત્યાં જમજો.

**લલીતા**—સરત ચુકી ગયાં.

**કાન્તા**—બ્હેન કલાવતી પણ + + + +

**કલાવતી**—પણ શું ! કહેતાં કહેતાં અચકાય છે કેમ;

**કાન્તા**—સાંભળ કહુંછું.

સાંભળ શાણી સખી તું મ્હારી, કહું વાત આજે તને પ્રીય પ્યારી,
તુજ કમળ મુખ કરમાયુ દીસે;
છે દુઃખ શું તને ભારી— કહું૦
શું તાત તુજને ખીજયા છે આજે;
કહે સત્ય વાત ઉચારી— કહું૦

**કાન્તા**—હે વ્હાલી સખી કલાવતી આજે તારૂં મુખ ઉદાસ કેમ જણાય છે !

**લલીતા**—ખરે હું પણ ક્યારની તે વિચારજ કરતી હતી.

**કલાવતી**—નાના કાંન્તા તારી ધારણા ખોટી છે આજે મ્હને પીતાજી ખીજયાજ નથી.

**કાંન્તા**—ત્યારે શા કારણથી તારૂં મુખ ઉતરેલું લાગે છે ! સાચે સાચું ન કહે તો તને મારા સમ છે.

**કલાવતી**—બ્હેન સમ શા સારૂ ખવડાવે છે તું જાણે છે તો ખરી કે મદન પીડા એવીજ હોય છે.

**કાંન્તા**—બ્હેન તે તારૂં કહેવું ખરૂં છે પણ એક પરીબ્રહ્મ પરમેશ્વરનું સ્મરણ કર્યાથી તે પીડા ઓછીજ થાય છે.

**કલાવતી**—ખરે તારૂં કહેવું સત્ય છે કે પ્રભુ ભક્તિ કર્યાથી અન્ય વિચારો થતા નથી પણ ત્યારે શું. + + +

કાંન્તા—કેમ કહેતાં કહેતાં અચકાય છે ?

કલાવતી—નાના જો સાંભળ.

સાહેલી કર તું વિચાર, વહી ગઇ યુવા અવસ્થા આશામાં મારી-

લગ્ન વિચાર કર્યો ન નીરધાર,

પુજ્ય પીતાએ આવાર—

કાંન્તા—શાણી શાંન્ત તું થા આકળાં ન થઇએ હમણાં ડાં-પણુડાં'ઇ—

આજ સવારે તુજ પીતાએ,

કર્યો છે લગન વિચાર—

કાંન્તા—પણ બ્હેન તું આટલી આકળી શા સારૂં થાય છે ધીરજ ધર પ્રભુ સૌ સારૂંજ કરશે.

લલીતા—( ધીમા અવાજે ) બ્હેન જોજો પેલા પીતાજી આવેછે.

કલાવતી—ચાલો ત્યારે આપણે હવે જઇએ કારણ કે પીતાજી જરૂર અહીંજ પધારશે.

કાંન્તા—હા ચાલો ત્યારે.

( કહી ચાલ્યાં જાય છે ને સાધુવાણીયો આવે છે. )

સાધુવાણીયો—પુત્રી મ્હને જોઇ શરમાઇને ચાલી ગઇ ખરે હવે તે ઉમરલાયક થઇ છે માટે તેના લગનની કાંઇ હવે ગોઠવણ કરવીજ જોઇએ તેની મા પણ કાલે કહેતી હતી કે પુત્રી ઉમરલાયક થઈ માટે તેના લાયક વર ખોળી કાઢો નકકી આજને આજ તે વિચાર કરી મુનીમને વ્હાલી પુત્રી કલાવતી લાયક વર ખોળી કાઢવા મોકલું ચાલ જાઉં ત્યારે લગનની તૈયારી કરાવરાવું.

( કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—રસ્તો.

**મુનીમ**—શેઠે ઓચીંતા લગ્નનો વિચાર કેમ કર્યો હશે ? ઠીક યાદ આવ્યું કલાવતી પણ હવે ઉમર લાયક થઇ છે માટે કરવોજ જોઇએ મારે પણ હવે મારી વ્હાલી પુત્રી કાંન્તા વિષે કાંઇ વિચાર કરવોજ જોઇએ કારણ કે તે પણ હવે ઉમર લાયક થઇ છે તેના લાયક વર ખોળી કાઢવો તે પુત્રીનુંજ કામ છે પણ તે રીવાજ હાલમાં બંધ થવાથી મારે કાંઇ ખોળ કરવીજ જોઇએ કારણ કે કન્યાકાળ વીતી ગયા પછી લગ્ન કરવાં તે દોષમાં પડવા જેવું છે અરે હા ઠીક યાદ આવ્યું મારે કાંઇ લોભી દાસોની પેઠે દીકરોના પૈસા ખાવા નથી મારે તો તેના બરોબરીયોજ વર જોવો છે ખરે લોભી દાસો આજં કાલ બહુજ જુલમ વરતાવે છે દીકરીયોનું ધન લેઇ રાજી રહે છે છતી આંખે આંધળા થઇ કુવામાં પડે છે બાર વર્ષની નીરદોષ બાળકીને સાઠ વર્ષના બુઢ્ઢા સાથે પૈસા લઇ પરણાવે છે ખરે તેઓ નર્કનાજ અધીકારી થવાના અરે ગરીબડી ગાય જેવી દીકરોયોની દાદ કોણ સાંભળે છે.

અરે દીકરીયોનું ધન ખાનારા લોભી દાસો આવો જુલમ વરતાવનારો ચાલ કાઢયો તો કાઢયો પણ તેની સાથે પુર્નલગ્નનો ચાલ કાઢયો હોત તો દુઃખીયારી દીકરીયોના દુઃખ તો ભાગત અરે !

પાપી પેટ ભરી ખાનારા કયાં જઇ ઠરશે,<br>
દીકરીયો વેચીને પાપી પેટ શું ભરશે;<br>
કાચો પારો પેટમહી કો', કયાં સુધી ટકશે,<br>
દીકરીયોનું ધન ખાધેલું કયાં અરે પચશે;

દાદ દીકરીયો તણી કો ધરે નહી કાને,
આર્ય અબળાઓ કો', ક્યારે સુખ ઘડી પામે.

**મુનીમ**—ખરે તેમની દશા દયા ઉપજાવે તેવીજ છે પણ ઉપાય શો એક હાથે તાલી શી રીતે પડે હશે દયાળુ પ્રભુએ ધાર્યું હશે તેમ થશે ચાલ જાઉં હવે તો વખત ઘણો વીતી ગયો છે સીપાઇયો પણ રાહ જોતા હશે.

( કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—સાધુ વાણીયાનું ઘર.

( સાધુવાણીયાની સ્ત્રી લીલાવતી બેઠી છે ત્યાં કલાવતી આવે છે. )

**કલાવતી**—માતુશ્રી શા વિચારમાં બેઠી છે ?

**લીલાવતી**—કાંઇ નહી બેટા એતો તને એમ લાગતું હશે

( એટલામાં સાધુવાણીયો આવે છે. )

**સાધુવાણીયો**—શું મતાંત ચાલે છે ? બેટા કલાવતી તને કાંન્તા બહાર બોલાવે છે માટે જા.

**કલાવતી**—અત્યારે તેને શું કામ હશે ?

( કહી ચાલી જાય છે. )

**લીલાવતી**—પ્રાણનાથ મુનીમ તરફના કોઇ સમાચાર હજુ સુધી કેમ ન આવ્યા.

**સાધુવાણીયો**—તે આપણી વ્હાલી પુત્રી કલાવતી લાયક વર લઇ આવતાજ હશે કારણ કે સીપાઇ દુકાને આવી ખબર ક્યારનો કહી ગયેલ છે.

**લીલાવતી**—ઠીક ત્યારે તેમ પણ જુઓ પેલુ સામેથી કોઈ તેમના જેવુંજ આવતુ જણાય છે,

**સાધુવાણીયો**—હા લાગે છે તો તેજ હશે આવવા ધો.

( એટલામાં મુનીમ કલાવતી લાયક વર લઇ આવે છે. )

**સાધુવાણીયો**—આવો પધારો મુનીમ આ કોણ છે ?

**મુનીમ**—આપે જેની સોધ માટે મ્હને મોકલ્યો તો તેજ.

**સાધુવાણીયો**—ઠીક કીયા નગ્રમાં કરી આવ્યા તેમની સાથેના બીજા માણસો કયાં ! તેમને ક્યાં ઉતારો આપ્યો છે ?

**મુનીમ**—કાંચન પુર નગ્રમાંથી જાન આપણે ત્યાં ક્યારની આવી પ્હોંચી છે ને તેમને આપણા બગીચામાંજ ઉતારો આપ્યોછે.

**સાધુવાણીયો**—તેમના માટે કાંઇ ખાવા પીવાનો બંદોબસ્ત કર્યો કે નહી.

**મુનીમ**—ક્યારની રસોઇ થવા માંડી છે હવે આપ લગનની તૈયારી કરો કારણ કે કાલ સાંજનું શુભ મુહૂત જોશીએ આપ્યું છે.

**સાધુવાણીયો**—ઠીક ત્યારે આપણે પણ હવે તૈયારી કરીએ.

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળ**—કાંન્તાનો એકાંન્ત ઓરડો.

**કાંન્તા**—બ્હેન કલાવતી હવે તો તું હમારા ઉપરથી તારી પ્રીતી ઉતારવાનીજ કેમ વારૂ ?

**કલાવતી**—કાંન્તા એમ કેમ બોલે છે ?

**કાંન્તા**—હાસતો તારા લગ્ન થયાં એટલે તું હવે તારા પતી સાથે તારી પ્રીતી જોડીશ.

**કલાવતી**—મ્હેન કાન્તાં આમ ન બોલ જે સ્ત્રી પતીને ન-થી ચાહતી તે ખરે નર્કનીજ અધીકારી છે પણુ હું તને તથા મારા પ્રીય સ્વામીને સરખાજ ગણું છું..

**કાંન્તા**—વાહ વાહ કલાવતી પરણુતાં તો વાર થઇ નથી એ-ટલામાંજ પતીને આટલી ચાહાવા લાગી તો આગળ ઉપર કેણુ જાણે શુંય થશે.

**કલાવતી**—નાના કાંન્તા તું જરાએ ઓછું આણીશ નહી હું તને ખરા હૃદયથી ચાહાઉંછું.

**કાંન્તા**—મ્હેન તે થોડા વખતને માટેજ કહેવત છે કે સગપણુ આગળ સ્નેહને ભુલી જવાય સગપણુ તે સોનું ને પ્રીત તે પીતળ તેની પેઠે આખરે તું હમને અળગાંજ કરવાની પણુ આજે તારા પી-તાજી તથા તારા સ્વામી વેપાર અર્થે જવાના છે એવી મ્હેં વાત સાંભળી છે.

**કલાવતી**—હા તે વાત ખરી છે અને ગયા પણુ હશે પણુ મ્હેન બેશજે હવે હું તો જઇશ.

**કાંન્તા**—જવાય છે બેસતો ખરી.

**કલાવતી**—ના વળી કાલે આવીસ.

( કહી ચાલી જાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—જંગલ પાસેના રસ્તો.

**ભગવાન**—ધીરે ધીરે હવે મારો મહીમા લોકોમાં પ્રસિદ્ધ થતો જાય છે ખરે મ્હને માનનારા, મારા પર પુર્ણું પ્રીતી રાખનારા,

મારા સત્યનામનું હૃદયમાં રટણુ કરનારા, મને કેવળ બ્રંમ તરીકે જાણી ભજનારા, નીરંજન નીરાકારનું સ્મરણુ કરનારા, મારી કાંઇ પણુ આકાર વિનાની મુર્તિને માનનારાઓને હું નક્કી મારી પાસેજ રાખું છું આ જગતના ઘણુા ખરા લોકો હવે મારા સત્યનામને ભુલી જઇ અન્ય વસ્તુઓને માને છે મ્હને ઠગવાનો પ્રયત્ન કરે છે પણુ જ્યાં સુધી મારી દયા દ્રષ્ટી છે ત્યાં સુધીજ તે લોકો સુખ ભોગવવાના અરે પેલો લુચ્ચો સાધુ વાણીગો મને છેતરવાનો વિચાર ધારે છે માટે તેને કાંઇ શીક્ષા કરવીજ જોઇએ.

સાધુ વાણીયા માથે અરે દુઃખ તો અતી પડજો,
જુઠા વાયદા કરતો, અધર્મી ધર્મ નથી કરતો;
બંધીખાનામાં પાપી મારા શ્રાપથી પડજો.

અરે દુષ્ટ સાધુ વાણીયા તારા માથે અતીશય દુઃખ પડજો તારી સઘળી ધનદોલત વેરાન ખેરાન થઇ જજો તુ તથા તારો જમાઇ કેદમાં પડજો તારી સ્ત્રી તથા પુત્રી ઘેર ઘેર ભીખ માંગતી થજો તથાઃસ્તુ.

( કહી ચાલ્યા જાય છે. )

---

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ—ચંદ્રકેતુ રાજાના નગ્રમાં સાધુવાણીયાનું મકાન.

(સાધુવાણીગો તથા તેનો જમાઇ સુતા છે ત્યાં ચંદ્રકેતુ રાજાના ખજાનામાંથી ચોરી કરી એ ચોર તેના મકાનમાં સંતાઇ રહાતા તેમને રાજાના સીપાઇયોની બીક લાગવાથી.)

પેથા—અલ્યા ખેમા તારે મારા હાહરાનું ચમ કરહું ? મારા દીઅરા રાજા હીપાઇયો આપણી પુઠે તો પડયાજ હશે.

ખેમા—પેથા મનેતો ઇમ લાગેશે કે આ ધન અહી પડતું મુચી નાહી જઇએ પછેતો જેવો તારો વચાર.

પેથા—ખેમા મારો પણુ એવોજ વચાર શે; હેંડ તારે ઝટ મારગેજ પડી જઇએ વચાર કરવા નરેતો.

( કહી છાના માના ધન નાખી જતા રહે છે ને સીપાઇયો આવે છે. )

નવાબખાં—મોબતખાં દેખા સાલે ચોટ્ટોને જગા કાં ઢુંડ નીકાલી હે ?

મોબતખાં—નવાબખાં સાલેકું બાંધકે લે ચલો ડેર મત કરો. (કહી સાધુ વાણીયાને તથા તેના જમાઇને બાંધી લઇ જાય છે.)

---

## પ્રવેશ ૧૧ મો.

સ્થળ—ચંદ્રકેતુની કચેરી પાશેનો રસ્તો.

મોબતખાં—(સાધુવાણીયાને ધક્કા મારતો) ચલ સાલે જલદી પાંઉ ઉઠા.

સાધુવાણીયો—ધક્કા શા માટે મારે છે ? સોતારા રાજાનો ગુન્હો કર્યો છે કોઇ ચોરો ત્યાં માલ નાંખી ગયા હશે તેમાં હમને સા સારૂ પકડી તારા રાજા પાસે લઇ જાય છે.

નવાબખાં—સાલે પાંઉ ઉઠાતા હેકે નહી એડી તેડી બાત હમારી પાસ નહી ચલેગી મહારાજાકુ જવાબ દેના.

સાધુવાણીયો—અરે આશો જુલમ કેવો અન્યાય બીન ગુ-

ન્હેગારોને બાંધીને લઇ જાય છે ખરે અહીનું રાજ અંધેરજ લાગે છે.

મોબતખાં—સાથે ટક ટક ક્યા કરતાહે ચલતાહે કે નહી. ?

સાધુવાણીયો—( પોતાના ગળામાંની કંઠી દેખાડી ) બાઈ સાબ હમને છોડી મુકોતો આ આપીએ.

નવાબખાં—જાજા સાલે ચોટે ક્યા હમકુ લાંચ ખાને વાલા જાનતા હે ચલ જલદી પાંઉ ઉઠા.

( કહી ધક્કો મારી લઇ જાય છે.)

---

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ—કચેરી.

ચંદ્રકેતુ—( ક્રોધયુક્ત થઇ ) પ્રધાનજી ? ચોરોનો કાંઇ પત્તો લાગ્યો કે નહી ? તમે કેવો બંદોબસ્ત રાખોછો સઘળા નીમકહરામજ થઇ ગએલા લાગો છો.

પ્રધાન—(બે હાથ જોડી ) અનદાતાર હમારા બાપદાદાઓએ આપણું લુણુ ખાઇ હરામ નથી કર્યું તો હમે તેમના દીકરાઓ કેમ કરીશું ચોરોની તપાસ કરવાને સીપાઇઓને કયારના ચોગરદમ મોકલી દીધા છે.

ચંદ્રકેતુ—તેમાંનો કોઇએ હજુ સુધી આવ્યો કે નહી ? (એટલામાં સીપાઇયો સાધુવાણીયાને તથા તેના જમાઇને પકડી લાવે છે.)

સીપાઇ—ગરીબપરવર એ દોનું ચોર આએ.

ચંદ્રકેતુ—અરે તે દુષ્ટોને મારી પાસે શા સારૂ લાવ્યા જાઓ હાલને હાલ તેમને બંધીખાનામાં પુરી દયો.

( રાજાનો હુકમ સાંભળી સીપાઇયો સાધુવાણીયાને તથા તેના જમાઇને બંધીખાનામાં લઈ જાય છે. )

સાધુવાણીયો—( જતાં જતાં સ્વગત ) અરે પ્રભુ આ શું ! ઓચીંતું કલંક વાદળ હમારા ઉપર ક્યાંથી ?

---

## પ્રવેશ ૧૩ મો.

સ્થળ—રસ્તો.

કલાવતી—દશા ફરીએ હું કુમાણી, હાયહરી દુઃખથી અકળાણી;
નસીબના ચડયા ચગડોળે, પ્રાણપ્રભુ લે તું તો ખોળે.
ભુખના ભડકા ઉઠે હૃદયમાં તનમાં લાગે લાળ,
પાણી પણ પુરૂ મળે નહી એ દુઃખશે સે'વાય;
મરે ભુખથી બહુ દુઃખીયારી, પ્રાણપ્રભુ હે હમતે તારી.

કલાવતી—અરે હાયહાય આ શી દશા કે જે બાગ બગીચે ફરનારા, મન ગમતાં કપડાં પહેરનારા, પાણી સાટે દુધ પીનારા, અનેક તરેહના ભોજન જમનારા, ભુખ્યાને અન્ન આપી તૃપ્ત કરનારા, તરષાને પાણી આપી તેની તરસ મટાડનારાને, અરે આજે દુઃખ પડવામાં કાંઇ બાકી નથી રહી ઘેર ઘેર રખડતાં પણ કોઇ પેટ ભરાય તેટલું અનાજ આપતું નથી અરે સુખમાં ઉછરેલાને માંથે જ્યારે દુઃખદાયક દશા આવી પડે છે ત્યારે ખરે પ્રભુ તારા સીવાય બીજું કોઇ સાંભળતું નથી ખરે દુઃખી દશા તેવીજ હોય છે. અરે પણ ! પેલા બ્રાહ્મણના ઘરમાં શેની પુજા થાય છે ખરે કાંઇ દુઃખમાંથી મુક્ત કરનારીજ પુજા થાય છે ચાલ ત્યાં જાઉં રાત્રી તો પડી ગઇ છે માણસી લડે તો લડપણ ત્યાં જાઉં તો ખરીજ.

( કહી ચાલી જાય છે. )

---

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ—સાધુ વાણીયાનું ઘર.

**લીલાવતી**—અરે પ્રભુ આ દુઃખ અમારા કર્મે ક્યાં ખાલી મુક્યું હતું કે પુરૂ પેટ ભરીને પણ અનાજ મળતું નથી એ દીવસ તો ખાધે થઇ ગયા છે ખરે પ્રભુ કરે તે માથા ઉપર આખા જન્મ ગાં ભીખ નહી માગેલી તે આજે માથે વખત પડે માગવી પડે છે અરે પ્રભુ આ દુઃખ કરતાં મર્ણ ઘડી વ્હેલી દેખાડવી હતી ખરે દશાનો સમુદ્ર સુખ દુઃખ દેખાડયા વગર રહેતોજ નથી હાય દશા દશા તારી દોરી મજબુતજ જણાય છે દશાની દડી શાશા ખેલ ખટલાવે છે ઘડીકમાં ચઢે છે ને ઘડીકમાં પડે છે ખરે તેમજ છે.

હાય ઓચીંતુ આ દુઃખ ક્યાંથી,
અન્ન મળે નહી પેટ ભરીરે;
દુખ દાવાનળ પડીયું છે માથે, સુખ ગયું વહી પાણી મરેરે;
હાય હરો દુઃખગાથી ઉગારો, દુખીયારા દુખ ગાંઠી મરેરે.

અરે પ્રભુ હવે તો હદ થઇ દુઃખ પડવામાં કાંઇ બાકી નથી રહી દુષ્ટ ચોરો તમારૂં સત્યાનાશ જજો કે હમને દુઃખી કર્યાં અરે ચોરોનો શો વાંક આ દુઃખી દશાની પતીને પણ શી ખબર પડે અરે તેઓ તો ત્યાં સુખમાં દીન ગુજારતા હશે ખરે તેઓ તો મોજ જ માણુતા હશે અરે ! હજુ સુધી વ્હાલી પુત્રી કેમ ન આવી શું હશે ! ક્યાં રોકાઇ હશે ! લાડકી પુત્રી કલાવતી તારી દુઃખી હાલત જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય છે અરે જે લાડકોડમાં ઉછરેલી પાણી સાટે દુધ પીનારી તે અત્યારે ભીક્ષા કાજે ઘેરે ઘેર રખડતી ફરે છે હાય પ્રભુ આ શો કોપ આશી દશા અમારો શો અપરાધ.

( કહી અશ્રુપાત કરે છે ત્યાં કલાવતી આવે છે. )

**કલાવતી**—માતુશ્રી શા વિચાર કરે છે ! દુઃખને ક્યાં સુધી રડયા કરીશ હિંમત રાખ પ્રભુ સૌ સારૂજ કરશે.

**લીલાવતી**—અરે પુત્રી આજે આટલી રાત સુધી ક્યાં ગઇ હતી રાતની વખતે વધારે બહાર રખડવું તે શું તારા જેવી સમજુને ઘટે છે કે શું તું નથી જાણતી કે માતુશ્રી ઘેર ફીકર કરશે અરે પાપણી દુઃખમાં દુઃખ કરવાને તું શા શારૂ જીવે છે.

**કલાવતી**—( રડતી રડતી ) માતુશ્રી વ્હાલી માતુશ્રી મુજ નીર અપરાધી ઉપર ક્રોધે શા સારૂ ભરાય છે હું બીજે કાંઇ ગઇ નથી.

**લીલાવતી**—ત્યારે આટલી રાત સુધી ક્યાં ગઇ હતી ?

**કલાવતી**—માતુશ્રી એક બ્રાહ્મણને ત્યાં દુઃખમાંથી મુક્ત કરનારાળી શ્રી સત્યદેવની પુજા થતી હતી ત્યાં બેઠી બેઠી આપણે દુઃખમાંથી મુક્ત થઇએ એવી દયાળુ પ્રભુ પાસે પાર્થના કરતી હતી.

**લીલાવતી**—વાહ વાહ મારી વ્હાલી પુત્રી સાબાસ છે. તું દુઃખમાંથી મુક્ત થવાનો રસ્તો ખરો સોધી લાવી તારા જન્મ પહેલાંની તારા પીતાજીએ તે સત્યદેવની પુજાની બાધા રાખેલી છે અને તે હજુ સુધી પણ કરી નથી તેથીજ દયાળુ પ્રભુ આપણા ઉપર કોપાયમાન થયા હશે માટે કાલને કાલ આપણે તે વ્રત કરીએ ને દુઃખમાંથી મુક્ત થઇએ.

---

## પ્રવેશ ૧૫ મો.

**સ્થળ**—રસ્તો.

**ભગવાન**—સાધુ સોદાગર તણી સ્ત્રીએ નીરધાર,

પુજા કરીને મુજને તૃપ્ત કર્યો આ વાર—
માટે દુઃખ એના હવે ટરૂ હું સર્વે નાશ;
છોડાવું તેનો પતી જઇ રાજાની પાશ—
પ્રેમે પુજા માહારી કરશે જે નર નાર,
દુઃખ સકળ તેના હરી આપું મોક્ષનું દ્વાર—

**ભગવાન**—હવે સાધુ વાણીયાને દુઃખમાંથી મુક્ત કરૂ. તેની બાલી સ્ત્રીએ મારી પુજા કરી મ્હને તૃપ્ત કર્યો છે માટે તેના પતીને હવે બંધનમાંથી છોડાવું ચાલ જાઉં હવે ચંદ્રકેતુને જઇ સપનું આપું ને નીરઅપરાધી સાધુ વાણીયાને તથા તેના જમાઇને ભયંકર કેદખાનામાંથી મુક્ત કરાવરાવું અને તેમનો સઘળો માલ પાછો અપાવું.

( કહી ચાલ્યા જાય છે. )

---

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ—ચંદ્રકેતુનુ શયન ગૃહ.

( ચંદ્રકેતુ સુઇ રહ્યો છે ત્યાં શ્રી સત્યનારાયણ ભગવાન અંતરીક્ષથી આવે છે ને કહે છે. )

**ભગવાન**—ચંદ્રકેતુ સાંભળ તું તો, કહું તને આવાર,
નીર અપરાધી બે વાણીયાને છોડી મુક નીરધાર—
જે સઘળો તેં એમનો લીધો છે જે માલ;
આદરમાન તેને દઇને તું તે પાછો આલ—
જો સુખને મનથી ઇચ્છે તો પુર વણીકની આશ,
નહીતો તારા રાજ્યનો પણ કરીશ હું તો નાશ—

( એટલું કહી ભગવાન જાય છે ને ચંદ્રકેતુ ઝબકી ઉઠે છે. )

**ચંદ્રકેતુ**—અરે ક્યાં છે ! સત્ય પ્રભુ ક્યાં ગયા ! આતે સ્વપ્નું કે શું હું નીદ્રામાંતો નથી નહી નહી મનેતો સ્વપ્નુંજ લાગે છે. સ્વપનાની વાત સાચી કેમ મનાય વણીક પુત્રોને છોડી કેમ મુકાય.

**ભગવાન**—( અંતરીક્ષથી ) ચંદ્રકેતુ તું આ સ્વપ્નાને ખોટું ન માનતો સાચુંજ માનજે.

**ચંદ્રકેતુ**—અરે આશું આ કોણ બોલે છે આકાશવાણી જેવો અવાજ તો લાગે છે જરૂર હું જાગૃતજ છું કાલ નક્કી બે વણીકોને છોડી મુકું.

---

## પ્રવેશ ૧૭ મો.

**સ્થળ**—જેલખાના પાસેનો રસ્તો.

**શેરખાં**—અએ નનેખાં ;આજ સરકારને બે ટાઇમ્સે કચેરી ક્યું ભરી હોગી ?

**નનેખાં**—શેરખાં આપકુ, કુચ માલુંમ નહીહે; આપ એહ સચ કહે તેહો યા મેરી મશ્કરી કરતે હો ?

**શેરખાં**—ભાઇ મ્હેં સચ કહેતાહું મુઝે કુચ્છ માલુમ નહીહે કે અલ્લા:જાને ક્યા વાસ્તે કચેરી ભરી હોગી અગર યે આપકુ માલુમ હોતો કહો.

**નનેખાં**—તો સુનીયે જો કુચ્છ મેને બાત સુનીહે શો કહેતા હું થોડે રોજપે અપને બંદરપે જો દો બેપારી આએથે શો અપના સરકારકા માલ ચુરાયાથા ઉસ બાસ્તે ઉન શાહુકારોંકો અપને સરકારને જેલખાનેમે ડાલેથે.

**શેરખાં**—હાંહાં વો તો મેરેકુ માલુમહે ઉનીહીકો પકડનેમેં

વલદરજાજે પે તો મેદીથા ઓર ઇનામભી મ્હેને સરકારસે લીયાથા ઓર નાયકીશે જમાદારી ભી મીલીથી સોતો મેંભી જાનતાહું.

**નનેખાં**—પરભાઈ ઓ બાતતો સચ્ચીહે મગર આજ અપને સરકાર રાતકી બખ્ત સો રહેથે ઉસ બખ્ત અલ્લાઃહને ખ્વાબમે આકર કહાકી એ શાહુકાર બે ગુન્હાહય ઇનુહને ચોરી નહીકી ઉસ બાસ્ને ઉનોકો સુબો હોતેહી માન મુર્તબો કે સાથ છોડદો નહીતો મેં આપકી ખરાબી કરદેંગા ઉસ સબબસે સરકાર ડરકે ઉનકો છોડને વાલે હયે ઉસલીએ કચેરી ભરી જાતી હે.

**શેરખાં**—અલ્લાહઃ જબતો અપના મુર્તબા ઘટજાયગા કયું કે એ બે ગુન્હા બનીગે. યા અલ્લાહતું હમારી લાજ શરમ આબરૂ રખના મગર નનેખાં સચ કહના આજકા અપીમ કયસા ?

**નનેખાં**—હમકુ કયા માલુમ.

---

## પ્રવેશ ૧૯ મો.

### સ્થળ—કચેરી.

**ચંદ્રકેતુ**—પ્રધાનજી હજુ સુધી સીપાઇયો બે વણીક સોદાગરોને લઇ કેમ ન આવ્યા ?

**પ્રધાન**—મ્હારાજા આવતા હશે.

**ચંદ્રકેતુ**—પ્રધાનજી મને તો તેઓ નીર અપરાધી લાગે છે. આપણે સત્ય પ્રભુની માયામાં લુબ્ધ થઇ વગર ગુન્હે તેઓને કેદ કર્યા.

**પ્રધાન**—અનદાતાર તેમાં આપણો શો દોષ મને તો એમ લાગે છે કે પ્રભુનો તેઓપર કોપ થએલો.

**ચંદ્રકેતુ**—ખરે તેમજ હોવું જોઇએ પણ આપણે તેમને ખુશી કરીનેજ વિદાય કરીશું.

**પ્રધાન**—તેમજ હોવું જોઇએ.

( એટલામાં સીપાઇયો સાધુવાણીયાને તથા તેના જમાઇને લઇ આવે છે રાજા તેમને ઉભા થઇ માન દઇ ખુરશીપર બેસાડે છે. )

**સીપાઇ**—ગરીબપરવર એ સફદાગર વ્હેપારી આએ.

**ચંદ્રકેતુ**—(ઉભા થઇ) પધારો વેપારી શેઠ બેસો આ ખુરશીપર.

( કહી ખુરશીપર બેસાડે છે. )

**સાધુવાણીયો**—ગરીબ પરવર હમને માનભેર ભયંકર કેદ ખાનામાંથી છોડી બીજી શીક્ષા ન ફરમાવતાં હમે બીન ગુનેગાર છીએ હમને છોડી દયો હમે મારગે લાગી આપને આશીરવાદ દઇશું.

**ચંદ્રકેતુ**—અરે વણીક વેપારી નીરભય રહો મેં તમને દુખમાંથી મુક્ત કરવા માટેજ બોલાવેલા છે આટલા દીવસ તમે કર્મના અંતરાએ દુઃખ ભોગવ્યું પણ હવે તમે સુખીજ થશો.

**સાધુવાણીયો**—

થયા ખુશી અતી આજે હમે મ્હારાજા,
આપ પ્રતાપે આનંદ ઉરમાં થયો છે આજ અપાર;
રંક વણીકની આશીશ એ છે થાઓ જયજય કાર.
રહો અમર અવનીપર તમે મ્હારાજા.

**સાધુવાણીયો**—અનદાતાર હવે હમને રજા આપો તો સારૂ.

**ચંદ્રકેતુ**—વણીક વેપારી આજનો દીવસ મારે ત્યાં મેમાન તરીકે રહો હું તમને કાલે ખુશી કરી રજા આપીશ.

**સાધુવાણીયો**—ભલે જેવી મ્હારાજાની મરજી.

**ચંદ્રકેતુ**—પ્રધાનજી હવે વખત ઘણો ગયો છે માટે પ્રભુની સ્તુતી કરી કચેરી બરખાસ કરો.

સઘળા—શ્રી વર દાતા તું પ્યારા નટવર નગધર જશ ક્યારા,
ગુણુથી પ્યારા છે। ગુણુ વાણુ;
હરીહર ચાહું હર પળ ધ્યાન, પુરો મન સ્વાશો ભગવાન,
તું દાતા, તું પ્યારા, વસેતું જળસ્થળ નભ નગ સીયાવર;
સુખ કર દુખ હર રે આવા—

---

અંક ૨ જો. સમાસ.

---

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—જંગલમાં દરીયા કીનારો.

( સાધુવાણીગો તેનો જમાઇને બે ચાર સીપાઇ એ સઘળાં બેઠા છે વ્હાણુ કીનારે લંગર કર્યું છે ત્યાં શ્રી સત્યનારાયણુ ભગવાન સન્યાશીનું રૂપ લઇ આવે છે ને પુછે છે. )

**સન્યાશી**—પુછું હું પ્રેમ આણીને કો' શેઠ શાણારે,
ભર્યો છે વ્હાણુમાં શો ગાલ કો' ને દાનારે;
વેપારી વેગે કહો શો ભર્યો છે માલ,
જાશો ક્યાં અહીંથી હવે કો' મુને તત્કાલ;
કહોને સત્ય વાત મને શેઠ શાણારે—

**સાધુવાણીયો**—( ચીડાઇને ) અરે જાજા સન્યાશી થઇ હમને ઠગવા આવ્યો છે કે શું હમારી પાસેનો માલ લઇ જવો હશે કેમ ! તારા જેવા પુછનાર હમને હજારો મળે છે તારી ઠગાઇમાં હમે ઠગાઇએ

એવા નથી હમારા વ્હાણુમાં વેલા તથા પાંદડાં સીવાય બીજું કાંઇ નથી.

( આવું સાધુ વાણીયાનું બોલવું સાંભળી ભગવાન કહે છે. )

**સન્યાસી**—સહજ પુછયું તેમાં ક્રોધે શા સારૂ ભરાય છે તારા કહેવા મુજબ તારા વ્હાણમાં થજો.

( એટલું કહી ભગવાન સાધુવાણીયાની ચીકશા જોવા છેટે જઇ ઉભા રહે છે. )

**સાધુવાણીયો**—ચાલો હવે આપણે અહીંથી ઉપડવાની તૈયારી કરો.

( કહી વ્હાણુ પાસે જઇ જુએ છે તો પાણીપર તરતાં જણાયાં તેથી ગાભરો થઇ વ્હાણુમાં જોયું તો વેલા તથા પાંદડાં દીઠાં તેથી શોકાતુર થઇને. )

**સાધુવાણીયો**—અરે જમાઈ રાજ આ શું વ્હાણમાં વેલા તથા પાંદડાં ક્યાંથી ?

( કહી એકદમ શોકથી ભોંયપર પડી બેશુદ્ધ થઇ જાય છે, તેનો જમાઇ પવન નાંખે છે સીપાઇયો ગભરાઇ જઇ માંહી ગાંહે વાતો કરે છે થોડીવાર કેડે સાધુવાણીયો શુદ્ધીમાં આવે છે. )

**જમાઇ**—તમે ફીકર શા સારૂ કરો છો હમણા આવેલા શન્યાસી બાવાના શ્રાપથી કદાચ તેમ થયું હશે માટે તમે તેમની પાસે જાઓ જુઓ એ પેલા સામે ઉભેલા જણાય.

( આવું જમાઇનું બોલવું સાંભળી સાધુવાણીયો જ્યાં સન્યાસી બાવા ઉભા હતા ત્યાં આવી નમસ્કાર કરી કહેવા લાગ્યો. )

**સાધુવાણીયો**—પ્રભુ તુજ ગહન ગતી ન્યારી (૨)

અલ્પ મનુષ્ય હું કો, શીરીતે કળી શકું ભારી;

ક્ષમા કરો વાંક પ્રભુ મારા (૨)
ઓળખ્યા વીણુ અપમાન તમારૂં કર્યું બાપ મારા.

**સાધુવાણીયો**—હે દયાળુ પ્રભુ માફ કરો શરણાંગતને નીરભય રાખો આ સંસારની વિચીત્ર માયામાં લુબ્ધ થઇ મેં આપનું અપમાન કર્યું મારા વ્હાણુમાં માલ ભર્યાં છતાં વેલા તથા પાંદડાંનું નામ દીધું માટે હે દયાળુ પ્રભુ ક્ષમા કરો.

**સન્યાસી**—અરે હે વાણીયા તું રો માં મારી પુજાથીજ તું બાહીર મુખ થયોછું હે દુષ્ટ બુદ્ધિવાળા મારી આજ્ઞાથીજ ઘણા દુઃખો તારે ભોગવવાં પડયાં છે.

**સાધુવાણીયો**—

પાપ ક્ષમા કરો બાપ એ મારા, નેત્રે વહે છે આ આંસુની ધારા;
હું અજ્ઞાની અંધ કહેવાઉં, ક્ષમા કરો હે દુઃખ હરનારા—
વ્હાણુમાં માલ છતાં પણ તમને, જુઠું બોલી કર્યા મેં ઠુંકારા;
આપણી માયા માંહ્ય ભુલીને, કપટથી તમને કહ્યા મેં ઠગારા—

**સાધુવાણીયો**—હે દયાળુ પ્રભુ મારા પાપ ક્ષમા કરવાને આપજ સમર્થ છો હું જરૂર ઘેર ગયા કેડે ઘણી ભકતીથી આપણી પુજા કરાશ

**સન્યાશી**—હવેથી મારા નામનું કોઇ દીવસ અપમાન ન કરતો જા તારો માલ તારા વ્હાણુમાંજ છે.

( કહી ભગવાન ચાલ્યા જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—સાધુવાણીયાના ઘર પાસેનો રસ્તો.

**કલાવતી**—સત્ય પ્રભુ સાચા જગમાંહી સંકટ નાંખે કાપીરે—
દીન દયાળુ દામોદરજી સાચા છે શ્રધાથીરે—

કળી કાળમાં સત્ય પ્રભુનો મહીમા છે બહુ ભારીરે—
દુઃખ દરીયામાંથી દીનબંધુ ભક્તિ દે તારીરે—
ચડતી પડતી જગતમાં, સરજી જીવતર સાથ.
ઉદય અસ્તને જાણવા, કાળ તણા બે હાથ—

**કલાવતી**—આહાહા ઈશ્વરની ગહન ગતીતો ન્યારીજ છે પરમ કૃપાળુ પ્રભુ રંક ને રાય બનાવી દેવામાં મહા સમર્થ છે હમને આહા પ્રભુએ દુઃખ રૂપી દરીઆમાંથી સુખ રૂપી શૈયા પર પાછા બેસાર્યા છે ખરે મહા પ્રભુની અકળીત કળા જણાય છે આ દુઃખ રૂપી સંસારમાં એક ચીત્તની ભક્તીથી પ્રભુ જરૂર સાહ્ય થાય છે ખરે પણ માતુશ્રી આજે ખુશી થતી કેમ આવતી જણાય છે આજે મારૂં ડાબુ અંગ ફરકે છે માટે જરૂર કાંઇ શુભ સમાચાર હોવાજ જોઇએ વખતે પીતાજી તથા વ્હાલા પતી પણ આવ્યા હોય.

( એટલામાં લીલાવતી આવે છે )

**કલાવતી**—માતુશ્રી આજે આપનું મુખ ખુશી થતું કેમ જણાયછે ?

**લીલાવતી**—બેટા કલાવતી તું સત્યદેવની પુજા કરી બંદર ઉપર વ્હેલી આવજે હું પ્રથમ તારા પીતાજીના દર્શન માટે જાઉંછું

**કલાવતી**—માતુશ્રી શું મારા પીતાજી આવ્યા ??

**લીલાવતી**—હા બેટા પણ તું જલદી આવજે.

( કહી લીલાવતી બંદર તરફ જાય છે ને કલાવતી ઘેર જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—બંદર કીનારો.

( સાધુવાણીયો વ્હાણમાંથી ઉતરી પુછે છે.)

**સાધુવાણીયો**—જમાઇ રાજ ઘેરથી હજી સુધી કેમ કોઇ નહી આવ્યું હોય ?

જમાઈ—આવતા હશે.

(એટલામાં લીલાવતી આવે છે.)

**લીલાવતી**—પ્રાણનાથ ખુશીમાંતો છોને ? જમાઈરાજ શરીર સારૂં છે ને ? પ્રાણનાથ આ ફેરે કાંઇ લાંબી મુશાફરીએ ગએલા મ્હને લાગો છો.

**સાધુવાણીયો**—તારી ધારણા ખરી છે હમે લાંબી મુશાફરીએ જ ગયાતા પણ વ્હાલી પુત્રી કલાવતી કયાં છે છેતો ખુશીમાંને ?

**લીલાવતી**—હા તે સત્ય દેવની પુજા કરી આવતીજ હશે (એટલામાં કલાવતી સત્ય દેવનો પ્રસાદ લીધાવગર ઉતાવળી આવે છે તેથી સત્ય પ્રભુ કોપાયમાન થઇ જમાઇ સાથે વ્હાણ અદ્રશ કરીદે છે.)

**કલાવતી**—પીતાજી પ્રણામ કરૂંછું તમે આવ્યા ને તમારા જમાઇ કયાં તેમનું શું થયું ?

( સાધુવાણીયો તથા લીલાવતી વ્હાણ તરફ નજર કરી. )

**સાધુવાણીયો**—અરે આશું ! જમાઇ સાથે વ્હાણ હમણાં હતું ને કયાં ગયું ?

**કલાવતી**—અરે હાય ઓચીંતું આશું.

(કહી એકદમ ભોંયપર પછડાઇ પડી બે શુદ્ધ થઇ જાયછે.)

**લીલાવતી**—(રડતાં રડતાં) હાય પ્રાણનાથ અણધાર્યું આ દુઃખ કયાંથી સત્ય દેવની માયાનો નહી હોય ? અરે પ્રભુ આશું.

**લીલાવતી**-અણધાર્યું દુઃખ હાયઆ, આવ્યું કયાંથી આવારજી:
વહાણ જમાઇ સાથે કયાં ગયું હાય હાયરે હાયજી.
સત્ય પ્રભુજી વારે ચડો.
પુત્રી પડી બે ભાન થઇ, નથી શુધકે સાનજી;
અરર વ્હાલી મારી બાળુડી, કે'ને ઉઠીનેમાતજી.
સત્ય પ્રભુજી વારે ચડો—

**લીલાવતી**—અરે હાય વ્હાલી કલાવતી તારી આશી દશા પુત્રી ઉઠ ઉઠ તારા વીના તારા માતાપીતા દુઃખી થાય છે કલ્પાંત કરે છે અરે પ્રભુ આ દુઃખ ઓચીંતું હમારા ઉપર કયાંથી લાવીને નાંખ્યું પ્રાણુ નાથ હવે શું કરવું?

**સાધુવાણીયો**—પ્રભુને ગમ્યું તે ખરૂં માહા પ્રભુની આગળ આપણો શો ઉપાય વ્હાલી પુત્રી કલાવતીને તું જરા પવન નાંખ હમણાં ઉઠશે ધીરજ ધર હાય વ્હાલી કલાવતી તારૂં મધુર બાપણુ એક વાર બેઠી થઇ સંભળાવતો ખરી અરે પુત્રી તું કયાં ગઇ.

(લીલાવતી પવન નાંખે છે ને થોડીવારે કલાવતી શુધીમાં આવે છે.)

**કલાવતી**—( બેઠી થઇ ) મારા વ્હાલા માતુપીતા રૂદન શા સારૂ કરો છો તેમાં તમારો જરીએ દોષ નથી મારા કર્મમાં વિધાત્રીએ અવળા આંક માંડયા હશે હાય.

**કલાવતી**—શોક છોડો માત તાતજી, હશે અવળાજ આંક;
વિધાત્રીએ માંડયા હશે તેમાં કર્મનો વાંક—
લાવો પતીની પાદુકા, થાઉં સતી આવાર;
પુત્ર પીતાને આપજો, શ્રી હરી જુગદાધાર—
છેટું પડે છે મુજને, જાતાં પતીની પાશ;
શોક તજી દોને રજા પ્રભુ પુરશે આશ—

**કલાવતી**—માતપીતા રૂદન છોડી હવે મને મારા પ્રાણુપતિની પાદુકાઓ આપો એટલે હું સતી થઇ મારા પ્રાણપતીના પવીત્ર સેવાગમાં જાઉં.

**લીલાવતી**—અરે લાડ કોડમાં ઉછરેલી વ્હાલી પુત્રી તારી સતી થવાની હઠ જોઇ મારૂં હ્રદય ચીરાઇ જાય છે અરે પુત્રી તારોપતી નક્કી સત્ય દેવેજ ગુમ કરેલો લાગે છે અરે પ્રભુ તમારી મા-

યા વીહળાને હમે પામરપ્રાણી શીરીતે જાણી શકીએ.

**કલાવતી**—માતુશ્રી વિલંબ ન કરો હું પતીની પાદુકાઓ લઇ તમારા આગ્રહથી સતી ન થતાં આ પવીત્ર સમુદ્રમાં ડુબકી મારી ડુબી જાઉંછું.

( કહી પોતાના પતીની પાદુકાઓ હાથમાં લઇ સમુદ્ર કીનારે ઉભી રહી પ્રાર્થના કરે છે. )

**કલાવતી**—હે સત્ય પ્રભુજી છું હું પાપણીરે મુક્તી આપજો,

જય જગદીશ્વર પાપ હમારા કરજો સર્વે નાશ;

હું દીન અબળાને દીનબંધુ રાખો સદા પાશરે.—હે સ-

**કલાવતી**—જય જગદીશ્વર જયઅંબે માતાપીતા મારા છેલ્લા પ્રણામ છે.

( કહી સમુદ્રમાં કુદી પડવા જાય છે એટલામાં આકાશવાણી થાય છે. )

**આકાશવાણી**—સબુર કલાવતી એકદમ સાહસ ન કરતી.

**સાધુવાણીયો**—અરે આ શું ! આ કોણ બોલ્યું ! નક્કી આકાશવાણી જેવું લાગે છે જુઓ સાંભળો ?

**આકાશ વાણી**-પુજા મારી કરીને પ્રસાદ ખાધા વિના આવી હોંશે.

જો જઇ પ્રસાદ લીઆવે તો તે નીશ્ચે પતીને જોશે.

( આવી આકાશ વાણી સાંભળી કલાવતી ઉતાવળી પોતાને ઘેર ગઇ ને જમાઇ સાથે વ્હાણ દેખાયું. )

**સાધુવાણીયો**—વ્હાલી જોયું સત્યદેવની કેવી માયા છે જમાઇ રાજ જો આ આવ્યા.

**લીલાવતી**—ખરે સત્ય પ્રભુની ગતી ગહનજ છે આજે ને આજે અહીંથી જે શ્રી સત્યદેવનું વ્રત કરીએ.

( એટલામાં કલાવતી આવે છે ને પોતાના સ્વામીને જુએ છે.)

**કલાવતી**—હે વ્હાલા માતપીતા હવે જલદી આપણે ઘેર ચાલો વિલંબ શા સારૂ કરો છો ?

**સાધુવાણીયો**—ચાલો જૈએ.

( કહી ચાલવા માંડે છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—જંગલ પાસેનો રસ્તો.

**અંગધ્વજ**—હજુ સુધી વ્હાલો મીત્ર શુરશેન કેમ ન આવ્યો શું સરત ચુકી ગયો હશે શીકારે આવવાનું કાલે મ્હને વચન આપ્યું છે ને સરત કેમ ચુકી જાય પણ વખતે તે કાંઇ કામમાં તો નહી રોકાયો હોય તેમ પણ કદાચ બને પણ કામ શું એવું હોય તે રોકાય નહી નહી જરૂર આવતો તો જોઇએજ આરે પણ શીકારે જતાં ક્ષત્રી પુત્રને સંગાથ કેવો ક્ષત્રી પુત્રને વિચાર શા કરવા મીત્ર શુરશેન કદાચ બારોબાર ગયો હશે તો કોને ખબર વખતે ન આવવાનો હોય તો તેની રાહ જોઇ મારે અહીં ઉભા રહેવું નહી નહી ચાલ જાઉંજ.

( કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—જંગલમાં ગોવાળીયાની પુજા,

( બે ચાર ગોવાળીયા મળી શ્રી સત્યદેવની પુજા કરી ભક્તીથી ગાય છે ને આરતી ઉતારે છે. )

**ગોવાળીયા**—હે ભગવત મારા માન જોરે આ પુજા તો પ્રીતથી,

હે કરીએ હમે ભક્તી તમારી પરહુ સદા ચીતથી;
અલ્પ પુજા હીકારી હેજો હામળીઆજી હેતથી.-
વગડાના વાહીને પરહુ આપો મુક્તાં હેતથી.

મયજી—આજની પુજા દેહલજી હાચુ કહેજો એવી ?

દેહુલજી—આજ તો પરહુ મહારાજની આપણા ઉપર મ્હેરશે.

મનહુરજી—ખરે એમજ શે.

( આમ વાતો કરે છે એટલામાં અંગધ્વજ રાજા શીકારેથી આવે છે ને ગોપમણોની પુજા જોઇ કહે છે. )

અંગધ્વજ—આખરે વ્હાલો શુરશેનજ આવ્યો જરૂર કાંઇ કાંમમાંજ રોકાએલો આહાહા શું હરણુની છટા થેકડા મારી કેવું કુદતું હતું ( એટલામાં ગોપગણો પર નજર જવાથી ) અરે આ શું ! મારા રાજ્યમાં આ જંગલી લોકો એ શો ઢંગ મચાવ્યો છે ખરે વ્હેમી લોકો હજુ સુધી મારા સુધરેલા રાજ્યમાંથી ગયા નથી એમને કોઇ પણ રીતે સુધારાના પાયા પર લાવવા તે મારી ફરજ છે હાલને હાલ લાવું પણ નહી નહી આજનો દહાડો તેમને આ વ્હેમીમોજ માણી લેવા દ્યો. ( એટલામાં એક ગોવાળીયો પુજાથી પરવારી પ્રસાદ રાજા પાસે મુકી ચાલતો થાય છે. )

અંગધ્વજ—છે જંગલી લોકોને કાંઇ ગમ મારા મોં આગળ આ તેમનો પ્રસાદ લાવીને મુકયો અરે તે ખાધે શું થવાનું તેના કરતાં મારે ત્યાં હું સરસ જમું છું. નક્કી એ જંગલી લોકોને કાલ ને કાલ પકડાવી મંગાવું ચાલ જાઉં.

( કહી ચાલ્યો જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ— રસ્તો.**

**અંગધ્વજ**—અરે આ શું ઓચીન્તાનું દુઃખ હાય,
ગયુ સુખ થયું દુઃખ અરે હાય હાય હાય—
ગયા પુત્ર સૌ મરી હાય મારા મારા મારા;
જડે મ્હેલમાંહી નહી પ્રીય તારા તારા તારા—
પ્રભુ ગતી છે અપાર અરે હાય હાય હાય—

**અંગધ્વજ**—અરે પ્રભુ આ શું ઓચીંતાનું દુઃખ વાદળ મારે માંથે ક્યાંથી અરે મારા પ્યારા પુત્રો, મારી વ્હાલી ર્સ્ત્રીઓ, મારા નીમકહલાલ નોકરો, મારા રંગમ્હેલો, મારા બાગ બગીચા મારી અશ્વશાળાઓ, અરે એ બધું ક્યાં જતું રહ્યું અરે પેલા ગોવાળીયાનો પરસાદ તરછોડયો તેથી તો એમ નહી થયું હોય ખરે મને તો એમ જ લાગે છે ચાલ ત્યાં જાઉંને તેમની સાથે મારા પુર્ણ પ્રેમથી પ્રભુ ભક્તીમાં લીન થાઉં ખરે મહા પ્રભુની ગતી ગહનજ છે. ઇશ્વરી લીલા ન્યારીજ છે ચાલ જાઉં.

( કહી જાય છે )

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—નૈમીશા અરણ્યમાં શૌનક રૂષીનો આશ્રમ.

**શૌનક**—વાહવાહ માહામુને આજનો આનંદતો અવધીજ છે પ્રભુ લીલા ખરે ગહનજ છે.

**સુતજી**—હે શૌનક રૂષી હવે વળી બીજી કાંઇ લીલા જોવાનો વિચાર છે ?

**શૌનક**—નહી નહી માહામુને વળી કોઇ પ્રસંગે જોવાશે આજે

હમારા ધન્ય ભાગ્ય કે આપણા સત સંગથી મહા પ્રભુની અકળીત લીલા જોવાઇ ખરે સતસંગ સાચોજ છે.

રૂપીમંડળ—

સતસંગવિના જીવતણો નથાએ કાંઈ સુધારો,

જયમ નાવ વિના મહા સમુદ્રનો કોય ન પામે આરો;

જળને જેમ શરદ રૂતુ જેવી જળને મળ તરત હરે એવી,

સતસંગતી છે નરને એવી.

લગડાને સાબુ સરસ અડે મળ છાંડી ઉજળુ તે નીવડે,

શઠ સુધરે એમ સુસંગવડે—

જો હોય ગાંગડુ કાગુ જેવા જળપરસે ન પલળે તેવા

તે કોરા રહે કંકર જેવા—

**શૌનક**—હે માહામુની આપણા સતસંગથી હમે ઘણો આનંદ પામ્યા છીએ.

**સુતજી**—હે શૌનક રૂપી હવે આપને કાંઇ બીજી શંકા હોય તો મને કહો મારાથા થશેતો હું દુર કરી શકીશ.

**શૌનક**—મહામુની વળી કોઇ પ્રસંગે થઈ પડશે હાલતો આટલું બસછે ચાલો અગીલ સ્રષ્ટી જેનાથી ઉત્પન્ન થઇ છે તેનું સ્મરણ કરીએ.

રૂપીમંડળ—

ભજ ભજ તુંહી ૐકાર મનવા ભજ ભજ તુંહી ૐકાર,

બ્રહ્મા વિષ્ણુ શિવ શનકાદી આદ્ય જપે જપકાર—

સુગાધારના નાથ કૃપાળુ પ્રણવ રાજ દીલધાર—

જાપ માત્રથી પાપજ જાએ ગ્નાને ટળે ભવજાળ—

સંકર સ્મરણ કરે છે પ્રાણી વિઘ્નેશ દુઃખ ટાળ—

નાથજી દુઃખ નીવારણ કાજે મ્હેર કરો મનમાર—

**અંક ૩ જો. સમાપ્ત.**



કેટલીક જગોએ મેં તપાસ કીધો પણ
ખાસ અમદાવાદમાં ગોડો વખત રહી
પરિશ્રમથી ટુક સમયમાં મને પુરતુ સ

Pardeshi Sunderlal (

occasions been employed
can organs, and his work
faction. A large and som
ment which had got badly
which had been in the ha
from Bombay, but had not
him, was put into perfect o
a very moderate fee.

I can recommend him to
the service of an organ mende

(Sd.) J. F. Ste
Mi

Ahmedabad

પરદેશી સુંદરલાલ ગીરધરલાલને આ
ઘણી વખતે મેં કામ સોંપ્યું હતું અને
સંતોષકારક નિવડ્યું છે. એક મોટું ને
ઘણુંજ અવ્યવસ્થીત થઇ ગયું હતું ર
પીઅનથી દુરસ્ત થઇ શક્યું નહોતું તે
ફી લઇને દુરસ્ત કરી આપ્યું.

જેને વાજુ દુરસ્ત કરનારની અ
ની ભલામણ કરૂછું.

(સહી) જે. એફ. સ્ટી

મિસ.

તા